

સરક્યુલર નં. ૮.

હિંદી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દુર કરનારી મંડળી

# “રેલ્વે હાડમારીનું એક દૃશ્ય.”

(ખંડ કાવ્ય.)

“પહેલી રેલ્વે કોન્ફરન્સ” માટે


લખનાર.

જનાર્દન શર્મા.



પ્રકાશક.

જીવરાજ ગોકળદાસ નેણશી

અને

શંભુપ્રસાદ એસ. મહેતા, બી. એ.

ઓ. જો. સેક્રેટરી.

આવૃતિ પહેલી પ્રત ૨૫૦૦. ૧-૧૧-૧૯૧૮

---

જીવરાજ ગોકળદાસ નેણશીએ ઇન્ડીઅન નેશનલ પ્રીન્ટીંગ વર્ક્સ, ૩૦૬ બોરા બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં છાપ્યું.

---

મૂલ્ય અર્ધો આનો.



# પહેલી રેલ્વે પરિષદ્ માટે

## "રેલ્વે હાડમારીનું એક દૃશ્ય."

### (ખંડ કાવ્ય.)

### (જનાર્દન શર્મા.)

("આ ભયંકર ત્રાસને નાશ કરવાના નિશ્ચયનો વચમાં હમણાં ચાલી રહેલું મહા યુદ્ધનું અસ્તિત્વ હમણાં લાવવું જોઇએ નહિ, ડબ્બાઓમાં મેઢાંઓની માફક ઉતારૂઓ સિંચવા અને ગંદકી વધવા આપવી, તેના બચાવમાં યુદ્ધનો પ્રશ્ન આવી શકતો નથી આવા સંજોગોમાં રેલ્વેદ્વારા મુસાફરી કરવાનો વ્યવહાર સદંતર બંધ કરી દેવો ઇષ્ટ છે. પરંતુ તંદુરસ્તી અને નિતિનો નાશ કરે તેવી આ અસહ્ય આરોગ્યતા લાંબો વખત કોઇપણ રીતે ચલાવવા દેવી જોઇએ નહિ"—મહાત્મા ગાન્ધિજી.")

## પૂર્વાભાસ.

જ્યારે હિન્દુસ્તાનની રેલ્વેઓ માટે જગવન્દ્ય સત્યાગ્રહી મહાત્મા ગાન્ધીજી, તેમજ બીજા દેશ ભક્તો. રેલ્વેમાં હમ્મેશાં લાંબી મુસાફરી કરનારા, અને મોટા વેપારીઓ પોતાને પડતી હાડમારીઓ જાહેરમાં પોકાર કરી જણાવે છે. ત્યારે આપણે અને રેલ્વે કંપનીઓએ આ બાબત સાચી છે એવું ન માનવા પગલું ભરવું એ દેખીતું પાપ છે. માટે હિન્દના દરેક ભાઇઓએ આ બાબત માટે ભારે ચળવળ કરી રેલ્વે કંપની સરકારને બેધડક રીતે જણાવવું અને આપણને પડતી હાડમારીઓ દૂર કરાવવી એ દરેક હિન્દવાસીની પુન્યભરી ફરજ છે.

રેલ્વેમાં પડતી હાડમારીનું એક દિક દર્શન ખંડ કાવ્યમાં ભાઇ જીવરાજ ગોકલદાસ નાણસીની પ્રેમ ભરી માગણીથી પ્રજાજન પાસે રજુ કરૂછું. જે અથ ઇતિ વાંચવાથી દરેક જણને પડતી હાડમારીનો પુરેપુરો ખ્યાલ આવશે. આવી રીતની હાડમારી ત્રીજા વર્ગના ઘણા મુસાફરો ભોગવે છે. અને વાંચનારે પણ ભોગવી હશે માટે ભાઇઓ રેલ્વે હાડમારી દૂર કરનારી મંડળીના મેમ્બર થઇ મંડળના અગ્રેસરો સાથે મળતા રહી, ખરી રીતે કાયદેસર હક્કભેર રેલ્વે હાડમારી દૂર કરાવવા સતત પ્રયત્ન કરતા રેવા મ્હારી દરેક ભાઇઓને નમ્ર પ્રાર્થના છે.

લી૦ આપનો—**જનાર્દન શર્મા,**

**ગામડાનો એક પટેલ—** અનુષ્ટુપ

અહી આ સાંભળો છે કે, આવ્યું ઘડપણ બેઉને
માટે કાશીએ જઇને, નમીએ મહાદેવને—

**પટલાણી—** એકત્રિસા

શ્રદ્ધાળુ પટલાણી કહે. હા ચાલો કાલે જઇએ,
ગંગાજીમાં સ્નાન કરીને મહાદેવ શરણે રહીએ;
છૈયાં છોકરા ઘેર રહેશે ઘરબંધો એ ઠીક કરશે.
રામો દિકરો બહુ ડાહ્યો છે બધાંયને એ સાચવશે— ૨.

**પટેલ—** અનુષ્ટુભ

હા, હા, ચિન્તા નથી તેની. પ્રભુજી રખવાળ છે.
માટે તૈયાર થઈ જાઓ. કાલે તો શુભવાર છે.— ૩.

**પટલાણી—** ,,

લાંબી વાટે જવું માટે ખાવાનું તૈયાર કરી.
બાંધી લીધું પટલાણીએ એક પોટકું ખાસ કરી
બીજાં મારે જોઇએ તે સઘળો સામાન લીધો બાંધી
ચાર પોટકા બે મણનાં બે ભાગ કરી લીધાં સાંધી— ૪.

,,

ડોસો ડોશી જમા કરીને સ્ટેશન ઉપર જઈ પોંચ્યાં
ચાર હતી ગાડીની માંહે એક ખૂણામાં જઇ બેઠાં
ભલા બિચારા કોઇ દિવસ તે બહાર કદી નિકળ્યાં ન્હોતા
આગ પાછળ સામાન દબાવી ભોળા ભાવે બેઠાં'તાં— ૫.

,,

ત્યાં કસ્ટમ ખાતાનુ ઘરડું રેલ્વે પોલીસ સાથ લઈ
સતાવવા કોઇ ગામડીઆને ફરતુતુ તે ઉધ્ધત થઇ
એવામાં આ ભલાં બિચારાં આ બે જણુની નજર પડ્યાં
પાસે જઇ ધમકાવી હાથે પાપીએ પોટલાં છોડ્યાં— ૬.

## રેલ્વેની પ્હેલી એબ.

### કસ્ટમ સતામણી.

**પેટલ**--

બાપુ એમાં કશુ છે નહિ, બાપુ ને વસ્ત્ર બેજ છે.
કેંદો શું કામ આ મોટા, બાંધવું એ કઠીણ છે.— ૭.

બેસ બેસ કહી લુચ્ચો બોલ્યો ફાડ કપડું ત્યાં કાટલું
અન્યાયી પૈસા ખાવા આ બોટું બાનુ ઝાલ્યું
ગભરાયા ડોસો ડોસી ત્યાં ભાઈ એતો પેરવાનુ છે
જાત્રા જઇએ માટે આ લગડું તો પેરવા ત્યાંનુ છે — ૮.

ચલ, ચલ, સાલે કહીને ત્યાં, લુચ્ચાએ ધમકાવીયાં
સતાવી બહુ જણાએ ત્યાં, નાણાં ઠીક પડાવીયાં ૯

કસ્ટમ સતામણી આવી, ઘણાં સ્થાનેજ થાય છે.
**રેલ્વે કંપનીનીઆ. એબ પ્હેલી જણાય છે.— ૧૦**

સમય થયો ગાડીનો ત્યાંતો ટીકીટ લેવા સૌ દોડયા
બારી ઉઘડતાની પ્હેલાં ઘણાય માંહે માંહી વઢયા.
ભલા બિચારા ડોસાજી પણ વચમાં ખુબ ગુદાયા ત્યાં
ના સ્હેવાયે પાછા પડીઆ આવી બેઠા જ્યાં નેત્યાં— ૧૧.

ગોઘડી બારી ટીકીટ લેતાં પડપડા ત્યાં ખુબ થતી
ગૃહસ્થ નારી બાળકની સંભાળ જરીએ ત્યાં ન્હોતી

## રેલ્વે કંપનીની બીજી એબ.

### ટીકીટ લેતાં પડતો ત્રાસ.

જબરા તે સૌ ટીકીટ લેતા એક બીજાની ના ખસતા
પોલીસ ભ્રાતા ઉભા ઉભા આગળ મોકલી લાંચ લેતા— ૧૨.

ડોસાજી બીડઆ જોઇ ગભરાયા મનમાં બહુ
પોલીસે રૂપીઆ માગી ટીકીટો લાવવા કહયું— ૧૩.

ભલા બિચારા ડોસાજીએ ૫૮ રૂપીઆ કાઢી આપ્યો
પોલીસભાઇએ ટીકીટ લાવી ડોસાજીનો ભય કાપ્યો
ચાર આના ઉપરથી લીધા ત્યાર પછી ટીકીટ આપી
સતામણી આવી ખુબ ચાલે ઠેરે ઠેર પોલીસનાથી— ૧૪.

ટિકીટનો ત્રાસ છે ભારી, ઘણાં સ્થાનેજ થાય છે.
**રેલ્વે કુંપનીનીઆ, એબ બીજી જણાય છે** ૧૫.

ટીકીટ લઇને ડોસાજી ત્યા 'પ્લેટફાર્મ' ઉપર ચાલ્યા
મોટા ગાસડા ભાળીને ટીકીટ કલેકટરે તો ઝાલ્યા
પોટલા કેટલું વજન ભર્યું છે ઉભા રો તોળાવી લ્યો
નહિતર એક બે રૂપીઆ અંદર જવા માટે આપી દ્યો— ૧૬.

## રેલ્વે કુંપનીની ત્રીજી એબ.

### ટીકટ કલેકટરનો ત્રાસ.

જતી રે ગાડી એ જાણી-રૂપીઓ તર્ત આપીયો
માંહેજ ત્યા જવા દીધાં કેવા સુંદર લાંચીયો— ૧૭.

ટીકીટ કલેકટર ઘણા પજવે જતા મુસાફર અરે
**રેલ્વે કુંપનીનીનીઆ. એબ ત્રીજીજ છે ખરે**— ૧૮.

ડબે ડબે ડોસાજી રખડે પણ જગ્યા તો ન મળે
આગ તેમ પોટલીઓ લઇને આથડાતા તે ખુબ ફરે
યુરોપીઅન એંગ્લોના ડબા ખાલી જોઇ તેમાં બેઠા
ત્યાં કોઈ ફીરંગીએ આવી ધમકાવી ઉતાર્યા હેઠા— ૨૦.

સીટી વાગી ત્યાં ડોસાજી પાસેના ડબે વળગ્યા
ધકકા મુક્કા ખાતાં ખાતાં બાર ઉઘાડવાને લાગ્યા.
વરણ્યા ગીયા બે ચાર હતા ત્યાં મુંબાઈ ફેશન ફીસીયારી
પોટલું નાખી નીકળ ગાડીથી જગ્યા છે નહિ અહિ તારી— ૨૧.

## રેલ્વે કુંપનીની ચોથી એબ.

### ગાડીમાં બેસતાં પડતી હાડમારી.

ત્યાં એક પોર્ટર દોડી આવ્યો બે આનાની લાંચ લઇ
બાર ઉઘાડી ઇનામ માગે ડોસાને બેસાડી દઈ
વધુ અલ્યા હું કયાંથી આપુ એ-લે પોર્ટર ગાળ દીએ
ભલા બિચારા ડોસાજી તો આ સઘળુ મેં સાંખી રે— ૨૨.
ગાડીમાં બેસતાં સઘળે દુઃખ પામે મુસાફર
**રેલ્વે કુંપનીનીઆ એબ ચોથી ખરેખર**— ૨૩.

૭૮-૧૫

વરણા ગીયા ડોસાને પજવે જગ્યા જરીયના આપી
ડોસા ડોસી ઉભાં બિચારાં આ દુઃખ સઘળુ તે સાંખી
ત્યાં એક મોટુ સ્ટેશન આવ્યું બે પેહેલવાન કાબલી પેઠા
વરણા ગીયા ને મારી તમાચા આફ્રી તરસે તે બેઠા ૨૪.

## રેલ્વે કંપનીની પાંચમી એબ.

### ઉધ્ધત અને તોફાની મુસાફરીનો ત્રાસ.

ઉધ્ધત જુવાનીયા લુચ્ચા—ઘણાંને પજવે અરે
દેસબન્ધુ ગરીબોને—જાણી હેરાન બહુ કરે— ૨૫.
લડદા કે, બોલનારાને. લઠંમોવાન મુખ ઘરે
કે પછી લાંચ દેનારા. રેલમાં રાજ્ય તે કરે— ૨૬.
પ્રાણી રેલ્વે વિષે આવુ દુઃખ પામે મુસાફર
રેલ્વે કંપનીનીઆ. એબ પાંચમી ખરેખર— ૨૭.

## રેલ્વે કંપનીની છઠ્ઠી એબ.

### રેલ્વે જંકસનોના મુસાફરખાનામાં પડતો ત્રાસ.

ડોસાજીને પણ બેસાડયા ડબ્બો દસ જણથી ભરીયો
બીજે સ્ટેશન ઉતર્યા સઘળા ટ્રેન બદલવા ખાલી કર્યો
મુસાફરખાનામાં જઇને ડોસાજી ખાવા બેઠા
બાર હતી ગાડીની માટે હુકો પીવાને બેઠા— ૨૮
આવ્યા પોલીસ એવે ત્યાં ડોસાને ગભરાવતો
ગંદકી કેમ અલ્યા કીધી કાંક પૈસા પડાવતો— ૨૯.
બદલાતી ગાડીઓ સ્થાને દુઃખ પામે મુસાફર
રેલ્વે કંપનીનીઆ એબ છઠ્ઠી ખરેખર.— ૩૦

## રેલ્વે કંપનીની સાતમી એબ.

### ટીકીટ એકઝામિનરનો ત્રાસ.

બીજી ગાડી આવી ત્યારે ડોસાજી પાછા બેઠા
પેલાંની માફક આ વેળાએ પણ પાછા દુઃખ વેઠયાં
ત્યાં ટીકીટ તપાસનાર આવ્યો ડોસાની ટીકીટ જોઇ
અલ્યા ટીકીટ આ રદ થઇ ગઇ છે પૈસા મુક ચાલશે નાહિ ૩૧.

ડોસાજીએ કહ્યું બાપુ—ચાલશે માસ્તરે કહ્યું
છતાં શાને સતાવો છો જાત્રા જાવું ઘરી રહ્યું. ૩૨

ખીજવાયા સાહેબજી ત્યાંતો અચાર ગાળ ચોઢી દીધી
પૈસા ખાવા જાણી જોઇને ડોસાની લાજને લીધી
એકાદ બે રૂપીઆ પડાવી સાહેબજી ચાલી નિકળ્યા
રેલ્વેમાં લુટાયા બાળે દાંડ ડોસા ખુબ બળ્યા ૩૩.

ટિકીટ એકઝામિનર પજવે ઘણાંય મુસાફર
**રેલ્વે કંપનીનીઆ સાતમી એમ ખરેખર. ૩૪.**

ઘણાંય કષ્ટો સેંતાં સેંતાં ડોસાજી કાશી પ્હોંચ્યા
આવી રીતે અનેક મુસાફર હાડમારી બહુ સેંના
રેલ હતી નહિ જ્યારે ત્યારે જાત્રાળુ બહુ સુખ લેતા
આ કંપની સરકાર સમયમાં મુસાફર બહુ દુઃખ સેંતા— ૩૫.

ધોળી ચામડીના ગૃહસ્થોને કંપની સગવડ ઠીક આપે
કમાણી આપે કાળી ચામડી ત્યારે તેને દુઃખ આપે
યાત્રા મેળા પ્રસંગ વેળા ઘેટાંની પેઠે ભડકે
તે સમયનો ચિતાર જોતાં દીલ ખરે સૌનું થડકે-- ૩૬.

ત્રીજા વર્ગના મુસાફરને નીચ ગણે રેલ્વે નોકર
જરીય સંભાળેના તેને ખુબ રહે છે બેદરકાર
ડબ્બા ગંદા બહુ રાખે છે જાજરૂ બહુ દુર્ગંધ મારે
પાણીની સગવડ રાખે નહિ લોક બિચારા બુમ મારે ૩૭.

કંપનીના કાયદા છે રૂડા ભુંડા નોકર પાળે નહીં
અન્યાયીને પૂરા લાંચીયા રેલ્વે નોકર જોયા સહિ
બ્રીટીશ રાજ્યની કોઇ પણ દેશની પ્રજા જરીના દુઃખ પામે.
અળખામણું એક હિન્દ ગણે છે નાલાયક એનો જાણે— ૩૮.

માટે ઓ ભાઇ સંપીને લાયકાત બતાવી દયો
એની બીજી પ્રજા પેઠે જોઇએ તે હક્ક બેર કયો— ૩૯.

રેલ્વે હાડમારીની સંપીને અરજી કરો
યુરોપી રેલ્વે પેઠે સુખેથી આપણે ફરો— ૪૦.

ભાઇઓ, આ એક સામાન્ય દ્રશ્યથી આપ સર્વની ધ્યાનમાં પડતી હાડમારીઓ ખરી છે એમ જણાયુ હશે. આ વિના બીજી હાડમારીઓ છે "હિન્દુસ્તાનની રેલ્વેઓ સંબંધી શ્રીયુત ગાંધીજીના વિચારો" એ હેડીંગનું નાનકડુ પુસ્તક રેલ્વે હાડમારી દૂર કરનાર મંડળીના સરક્યુલર નં૦ ૨ વાંચવાથી ધ્યાનમાં આવશે આ વિના આપે જાતે પણ ઘણી હાડમારીઓ ભોગવીજ હશે. અરે લખતાં શરમ આવે છે. ઘણા નોકરોની વાણી બિભત્સ નઠારી કાળજાં કાપી નાખે એવી ઘણાં બિચારાં મુસાફર સાંખી રહે છે કેટલીક વારતો ઘણાંની દ્રષ્ટીમાં સ્ત્રીઓ ઉપર પાપ છંટાતું નજરે પડે છે જેને ઘણી મુસાફર મા બ્હેનો સહન કરી લે છે ઘણા સ્ટેશન માસ્તરો અને રેલ્વે નોકરો રેલ્વેમાંથી અન્યાયના પૈસાથી ભલા મુસાફરો અને વેપારીઓને લુટી લુટી એટલા તો ધનાઢ્ય થાય છે કે આપણે આપણી નજરે જોઇ રહ્યા છીએ. નાનાં સ્ટેશનો ઉપર અભણ વેપારીઓ. અને ખેડુ વેપારીઓ ઉપર તો સ્ટેશન માસ્તરો એટલી બધી સત્તા ભોગવી રહ્યા છે જે જો તેમના ખેતરોમાં કે વાડામાં થતુ શાક માસ્તરને ઘેર ના મોકલાવ્યું હોય તો તે બિચારાના ભોગ મળ્યા સમજવા.

વેગન મળે નહિ માલ બગડે તરતગવાના થાય નહિ તેની ખાસ ખુબ લાંચ લેવાય ત્યારે તેના છુટકા થાય. વધારે લખવામા સાર નહિ કારણ કે તેઓમાંનાં ઘણા તો આપણા દેશી ભાઇઓ હોય છે. છેવટમાં મહાત્મા ગાંધીજી કહે છે કે "આ હાડમારીઓ કે જેના તરફ ઘણો વખત થયાં દુર્લક્ષ કરવામાં આવ્યુ છે. અને જેમાંની ઘણી મોટી મુશ્કેલીઓ સહજમાં દૂર થઇ શકે તેમ છે તે સંબંધી લડત ચલાવવાને જાહેર વર્ગ અને સામયિક પત્રોને આમંત્રણ કરવું" આ ઉપદેશને માન્ય કરી સર્વ ભાઇઓ એક થઇ રેલ્વે હાડમારીઓ દુર કરાવશે એવી આશા રાખનો સર્વનો

જનાર્દન શર્મા.

## રેલ્વે નોકરને.

વના નોકર વિનંતિ તમને મારી ન્યાયે વર્તોતો શોભા એમાં સારી.
તમે રંક મુસાફર પજવોના પ્રિય ભ્રાતા. દીલ દયા રાખીને થજો સરવ સુખદાતા
લાંચે લીધેલો પૈસો પચશે નહિ, ધુળધાણી થાશે આખરતો દુ:ખદાઇ
કાયદા કંપનીના પાળી સૌને ળાવો, નિમકહલાલ છો એવું સત્ય જણાવો.—૧

## કેળવાયલા ઉતારૂને.

ઓ ભાઇ ભણેલા મુસાફર તુ કરજે રંક ઉતારૂ ઉપર પડતો જુલમ હરજે
એકલવાયો થઇ ના બીજાને નડતો, રેલ્વેની ભુલ સામુ તુ રોજે લડતો
પોતાના સુખને માટે કાંઈ ન કરતો, હણજે તુ ગરીબ ઉપર જુલમ પડતો
માની લેજે તુ આજ ખરી દેશ સેવા, સૌ રેલ્વે ઉતારૂઓને સુખ દેવાં ૨

## દરેક ઉતારૂઓને.

ભાઇ ટીકીટ લેતા પડાપડીના કરશો, ના દેખો લાવ કદી કોઇના વઢશો
અંદર જવાને ઉદ્ધત ના કદી બનશો, ટંટા ધક્કાને પડપડાને હણશો
અન્યાયી નોકરનો ન્યાયે ઘાટ ઘડજો, સ્ત્રી બાળક ઘરડા માટે હોંસે લડજો
ડબ્બામાં દસથી ઉપરના કોઇ બેસો, બેઠા હોય પૂરા તો તમાંના પેસો—૩
ઉદ્ધત મુસાફર ડબ્બો આખો રોકે, તો કદી ગાર્ડને જગ્યા લેજો હોંકે
ખાલી જગ્યા રોકીના પજવો ભાઇ, જુદા પાપીના થાશો હમે અન્યાયી.
સામાન વધુ લઇ ચોરી કદી ના કરશો ઉચકાય એટલો સાથે રાખી ફરશો
ગંદવાડ વ્યસન ગાડી માંહિ ના કરવું, જો ધનાઢય હોતો ત્રીજામાંના ફરવું—૪
રેલ્વેના કાયદા સૌકોને સમજાવો, અન્યાય જણાયે કરજો સામો દાવો
સન્તાન હિન્દનાં એક સંપી સૌ હોજો દ્વેષભાવ તજી માંહેમાંય સાય સૌ લેજો
આમ કરવાથી દુર થશે ઘણી હાડમારી. સૌ ભાઈ વરતજો એજ અરજ છે મારી
આ મંડળમાં સૌ મળી વીજયને વરજો પ્રભુ ભારત સંકટ સઘળા પરહરજો—૫

वन्देमातरम्

જનાર્દન શર્મા.

હિંદી ઉતારૂ

દુર કરનારી મંડળી તરફ

# પત્રિકાઓ.

સરક્યુલર નં. ૧ જાહેર પ્રજાનાં જાહેર વાહન
ફરીયાદ શું છે? (ગુજરાતીમાં)

,, ,, ૨ હિંદી પ્રજાને રેલ્વે જુલમમાંથી બ-
ના સરકારે શું કરવું

,, ,, ૩ જાહેર પ્રજાનાં જાહેર વાહનો સામે પ્રજાની
ફરીયાદ શું છે? (ઇંગ્રેજીમાં)

,, ,, ૪ હિંદી પ્રજાને અપીલ

,, ,, ૫ ગુજરાતમાં રેલ્વે ઉતારૂઓને તેમજ વેપારી
ઓને પડતી હાડમારી સંબંધી મળેલો અનુભવ

,, ,, ૬ હિંદુસ્તાનની રેલ્વેઓ સંબંધી શ્રીયુત
ગાંધીજીના વિચારો

,, ,, ૭ મછવામાં સ્ટીમરની તેમજ સ્ટીમરની અંદર
ભોગવવી પડતી હાડમારી સંબંધી રીપોર્ટ

,, ,, ૮ રેલ્વે હાડમારીનું એક દૃશ્ય કેતા જના
ગમા મૂલ્ય અર્ધો આનો

ઉતારૂઓને ખાસ વાંચવા લાયક —

**રા. રા. જીવરાજ ગોકલદાસ નેણશી કૃત પુસ્તકો**

રેલ્વે કાયદા ભાગ ૧ લો મૂલ્ય ૦-૬-૦

,, ,, ૨ જો ,, ,,

,, ,, હિંદીમાં ,, ,,

મળવાનું ઠેકાણું:—

**રેલ્વે કાયદા ઓફીસ,** ૨૪૧-૪૩, બોરાબજાર

કોટ, **મુંબઇ**